

કન્યા શાળાઓમાં ઇનામ આપવા લાયક.

# સતી સુમતિ કાપે કુમતિ.

અને

# હિતશીક્ષા.


રચનાર.

માસ્તર ઉકચંદ જેઠાભાઇ મહેતા.

જામનગરવાળા.



પ્રસિદ્ધ કર્તા.

માસ્તર ખીમચંદ લક્ષ્મીચંદ શાહ.

ભાવનગરવાળા.





અમદાવાદ.

"ઍંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ"

નથુભાઈ રતનચંદ મારફત

શ્રી સરસ્વતી નમઃ

કન્યાશાળામાં ઇનામ આપવા લાયક સુબોધક

---

# સતી સુમતિ-કાપે કુમતિ

યાને

# હિતશીક્ષા.

### દોહરા.

પ્રિય બેનો શાણું થઇ, વાંચો આ વૃત્તાંત;
સાર સાર ગ્રહણ કરી, છાંડો દુષ્ટ કૃતાંત.

વહાલા વાચનાર—હિંદુસ્થાનમા કાશી નામે સુશોભિત ઇંદ્ર પુરી સમાન અતિ રમણિય શહેરમાં સ્વર્ગ સમાન દેવ મંદિરો શોભી રહ્યાં છે. જેની પાસે નિર્મળ પાવન કરનારી ગંગા નામની ઉત્તમ નદી વહે છે. વળી તીર્થ યાત્રાનું મોટું ધામ છે. આવા ઉત્તમ શહેરમાં પુરવે કોઇ ધર્મસેન નામનો ન્યાયવંત, વીનયવત, રાજનીતિમાં નિપુણ, પર ઉપકારી, પ્રજા હિતેચ્છું એવા અનેક રાજ્યના સુશોભિત સદ્ગુણો રૂપી અલંકારોએ સયુકત રાજ્યરિદ્ધિનું સુખ ભોગવતો, પ્રજાનું પાલણુ કરતો પોતાના દિવસો સુખમાં નિરગમન કરે છે, આ મહારાજાને

ક્ષમસેન નામનો પુત્ર છે. તે યુવાવસ્થાને પ્રાપ્ત થવાથી પોતાની જુવાનીમાં દિવાનો બની સ્વછંદે કોઇનો ભય ન રાખતાં ઉન્માદપણે વરતી અનાચારમાં પોતાના દિવસો ગુજારે છે.

હવે આજ શહેરમાં ગુણસાગર નામના શેઠની ઘણીજ સુકોમળ ને ઇંદ્રની અપ્સરા તુલ્ય રતિકાન્તિસમ રૂપવાન સુમતિ નામની યુવાન પણ શિયળવ્રત પાળનારી મહાન સતી સ્ત્રી છે.

એક દિવસે તે પોતાની સાહેલીઓ સઘાતે દેવમંદિરે દર્શને કરવા ગઇ. ત્યાં બધી મળી રાસડા લેવા લાગી,

## ગરબી.

સખી આજનો દિવસ રળીઆમણો જો;
હસી હસીને લીજીએ તાલીયો જો,—સખી ૧
હારે નાથ નિરંજન દેવ ને જો,
નમી નમી વાંદો જગપાળ ને જો.—સખી ૨
હારે બેનો ચિત્તે ધરો ઉમંગ જો.
પતિવ્રતા ધરમ સુસંગ જો;— સખી ૩
પર પુરૂષ સંગાથે ન બોલીએ જો,
કુળ મર્યાદા ન છોડીએ જો— સખી ૪
પતિ પોતાનો દેવ કરી માનીએ જો,
તેની આજ્ઞા હમેશા પાળીએ જો;—સખી ૫
ખરો સતી ધરમ એ જાણવો જો.
કહુ શાસ્ત્ર સાખે એ પાળવો જો,—સખી ૬
હારે પુજો પ્રભુ પરમાનંદ જો,

ગાઇ ગાઇ ગરબો આનંદે જો;—સખી ૭

સુખ સંપત્તિ તમે પામશો જો,

દુઃખ દોહિલાં દૂર વામશો જો—સખી ૮

આવી રીતે મધુર સ્વરે રાસડો ગાય છે. તે અરસામાં રાજકુમાર કામસેન પોતાના મીત્ર સહીત ત્યાં આવી પહોંચ્યો. ને સુકોમળ કંઠથી ગવાતા સુંદર ગરબાથી તેમજ સુમતિના સ્વરૂપથી મોહિત બની, સ્થીર થઇ, સાંભળવા ઉભો રહ્યો એટલુંજ નહીં પણ સુમતિના રૂપ ગુણમાં અમાધપણે અનંગના આવેશમા આવી, પોતાના ચતુરચંદ નામના મીત્ર પ્રત્યે બોલ્યો કે હે મીત્ર! મારૂં જીવન, આ રસીલી રમણીના અનગ રંગના ઝુનમા ઝુલ્યા સીવાય નકામુંજ છે'

અરેરે! એવી ઉત્તમ અલબેલી સુકોમળ અગનાના આલીગંન વીના મારો અવતાર અલેખે છે! આહા! શું એ સુંદરીનું ચિત્તાકર્ષકચારૂસ્વરૂપ! શું એની લાવણ્યતા! શું! એની શણગાર ધારણ કરવાની ચાતુર્યતા! શુ! એની મનહર ગતી! શુ! એની મદુલને મધુર વાણી! શું' એગજ ગમનીની ચાલવાની છટા ખરે! એના સર્વ ઉપકરણો ચીત્તને ચોરનારાંજ છે. હા! હા! દીપક, અગ્ની, નક્ષત્ર, મગળ, સુર્ય, ને ચંદ્ર એ આ દુનીયામાં વિધમાનછે; છતાં મનેતો આ સ્ત્રી વીના સર્વ જગત અધકારમય ભાસે છે. હું મન મોહીનીના સુસ્વરથી ગવાતા ગાયંનથી આનંદ પામી પ્રેમરૂપી સ્નેહ ગાંઠ બાધવા તત્પર બની ગયો છું. તો હે! પરમ સ્નેહી મીત્ર એ સુલોચનાના મેળાપનો સ્પર્શ કરાવી મારા ગેબી રોગને શાત કરશો.

ચતુરચંદ—હે! શાણા! ને સદ્ગુણી રાજકુમાર, આપને પરસ્ત્રીના લુબ્ધ થવુ યોગ્ય નથી. આપતો પ્રજાનું પાલણ કરતા છો

ક્ષેમ છો; છતાં આવી રીતનો અનાચાર કરવા તત્પર થાઓછો. એ આપના રાજગુરૂને તેમજ ક્ષત્રી કુળને લાંછન કરતા છો.

### દોહરો.

પરદારાની પ્રીતમાં, પરનર પાયા માલ;
દ્રૌપદી પરદીલ દોડતાં, થયો કીચકનો કાલ

શાસ્ત્રમાં કહ્યું છે કે—પુરૂષ પરદારાના સંગનો રસીક થયો નથી ત્યાંજ સુધી તેના પ્રત્યે લોકોની અમી દ્રષ્ટી રહે છે વળી ધર્મ મહત્વ, સત્ય વીલસતી કીર્તી, પ્રતીષ્ટાનું પાત્ર, રાજાના પ્રસાદનું ભુવન, અને સૌભાગ્યનો ભુમી બની રહેછે. માટે જો જીવીતને વલ્લભ ગણતા હોતો, પરાંગનાનો સંગ કરવાની વાત સ્વપ્નામાં પણ લાવશો નહીં.

એક મૃગલોચની સીતાના નીમીતજ રાવણના દશમસ્તકો ભુમીં પર રોળાયાં હરી હરી! ત્રીકુટ શીખરપર આવેલી લંકા જેની રાજધાની હતી, કુંભકર્ણ સમાન જેનો સહોદર હતો; ઇંદ્રજીત જેવા જેનો પુત્ર હતો; વળી જેની પાસે અદભુત વિદ્યાઓ વિદ્યમાન હતી; તેવો લંકેશ્વર પણ પરસ્ત્રીની આકાંક્ષા કરવાથી પ્રતાપ અને વૈભવ રહીત થઇ એ દશાને પાત્ર થયો. તો પછી તમો શું હીસાબમાં છો!

હે રાજકુમાર! સ્વસ્ત્રી સ્વાધિન છતાં નીચ પુરૂષ હોય તેજ પરદારા લંપટ થાય; જુઓ સરોવર નિર્મળ જળથી ભરેલું હોય છતાં કાગડો હોય તેજ કુંભોદકનું પાન કરે, તેમ તમો પણ સ્વસ્ત્રીરૂપી સરોવર છોડી કાગડાની પેઠે પરસ્ત્રી કુંભોદકનું પાન કરવા ધારો છો. તે આપને ઘટીત નથી.

## કુંડળીઓ.

પરનારીના નેહથી, નકી જડે નુકશાન;
નર નાખી નિદાય છે, અતિ પામી અપમાન.
અતિ પામી અપમાન, જાન પણ છે જોખમમાં;
પાપ નકી પકડાય, આય રંજનીમાં રમમાં.
ઉકચંદ દુનિયા દુષ્ટ, હેવ જશે તુજ હારી;
પ્રાણી અત્યંત ખુવાર, ચાર હો જખ પરનારી.

કામસેન—અરે મીત્ર ! તમે ચતુર થઇ કેમ મુંઝો છો; આ અમુલ્ય સંસારમાં મનુષ્ય જન્મ, ઉંચકુળ, રાજરિદ્ધિ વગેરે અનેક પ્રકારના વૈભવ પામવા અતી દુર્લભ છે આવા ઉત્તમ સંજોગો સૃષ્ટી કર્તાએ આપણુને આપ્યા છતાં આપણે આવી સુકોમળ મનહરણી, મૃગલોચની સાથે સુખ વીલાસ ન ભોગવીએ તો, પછી આ સંસારમાં જન્મ પામ્યા ન પામ્યા બરાબર ગણાય, એમ બોલતાં બોલતાં સુમતીને અચાનક ઉપાડી પોતાની ગાડીમાં બેસાડી એકદમ પોતાના એકદંડીયા મહેલમાં કોઇ ન જાણે તેમ ઉપાડી ગયો. ને ત્યાં જઇ સુમતી પ્રત્યે પોતાની દુષ્ટ ધારણા પાર પાડવાના હેતુથી બોલ્યો કે, હે મૃગનયની, રસીકરમણી, પ્રાણવલ્લભા પ્રાણેશ્વરી હવે તું આ રાજ્ય રીદ્ધિના અમૂલ્ય સુખ મારી સાથે સ્નેહ કરી ભોગવ.

સુમતિ—આવા વજ્ર તુલ્ય રાજપુત્રના વચનથી વીંધાઇ ન જતાં દ્રઢતાપણે શીયળરૂપી ખડગની સહાયતાથી શુરવીરપણે બોલી કે ! હે ! રાજપુત્ર ! વીચાર ! વીચાર ! રૂપથી અંધ બની તારા ઉજ્વળ કુળને કલંક લગાડવા કેમ તૈયાર થયો છે

માલીની.

લીન થઈ રૂપ માંહે, ભામનીમાં ભમાણો;
રાજકુંવર લપટાઈ, મુરખમાંહી ગણાણો.
ધીક ધીક કામસેન, નીચ નેષ્ટ્રાજ*ધારી;
રાજધરમ છાડી, દુષ્ટ વાંચ્છા વધારી.

કામસેન—હે ! કુમલાંગી ! હું તો બધું તારા સુખ સારૂં કહું છું. છતાં નાહક નકામો હઠ શા સારૂ કરે છે. બોલ ! હવે તુ ક્યાં જવાની ! માટે મારૂ માની મારી સાથે સ્નેહ ગાંઠ બાંધી મન ગમતું સુખ ભોગવ.

સુમતિ—અરે ! રાજકુમાર તું શું ! મારૂં સતીત્વ છોડાવવા ધારે છે ! કે શુ ! પણ યાદ રાખજે કે હે મુઢ ! પ્રાણાં તે પણ મારૂં શીયળ ખંડન કરી સતીત્વપણું છોડનાર નથી. કદી સુર્ય પશ્ચીમમાં ઉગે તો પણ શું થયુ ! સમુદ્ર મર્યાદા લોપે તો પણ શું ! હું ! તારી સાથે સ્નેહ બાંધીશ ના ! ના ! તે વાત સ્વપ્નમાં પણ તું સમજીશમાં અરે રે ! દુરાચારી દુષ્ટ તું રાજકુળમાં કેમ ઉત્પન્ન થયો પથ્થર રૂપે થયો હોતતો મહેલની ભીંતોના ચણતર ના ઉપયોગમા તો આવત ! માટે હે ! નીચ બુધ્ધિના મુઢ જરા વીચાર કરી બોલ. તારા વચનો તારા પીતાની અખંડ શૌભાગ્ય કીર્તીને પાયમાલ કરી કલકીત કરે છે. માટે સમજ! સમજ ! ને હવે રાજભની ગોઠે જુઠનો બધ થા તો સારૂ.

કામસેન—હે ! ગજગમની હવે તને વધારે શુ કહુ હું સમજુ છું. કે તું તારો દુરાગ્રહ આવી રીતે છોડ એમ જણાતુ નથી. જ્યા સુધી આવી રીતે હઠ પકડી રાખી મારે તાબે નહીં થા, ત્યાં

સુધી તને કોઇ પણ જાતનું સુખમળશે નહીં પણ. ઉલટી દીવસે દીવસે વધારે દુઃખની ભોગવનારી થઇશ. એમ બોલી પોને પુરતો બંદોબસ્ત કરી મહેલની આસપાસ ચોકી પહેરો રાખી પોતાના વીલાસ ભુવનમાં ગયો.

સુમતિ—રાજકુમાર ગયા પછી મનમાં ચીંતવે છે કે દુષ્ટ કામસેનના પંજામાથી કોઇ પણ પ્રકારે છુટી શકાય તેવું નથી. તેમ તેને એકાંતમા ઘણીએ સમજાવ્યો પણ તે સમજ્યો નહી. માટે હવે સ્ત્રી ચરીત્રની ચાતુર્યતાએ કરી. તેની કુમતીને કાપી સદ્‌ગુણોમાં પ્રર્વતાવી આભવપરભવમા તે સુખ પામે તેવુ કરું તોજ મારી વિદ્યાને ચતુર્યતા સફળ થઇ ગણાય એમ ચીંતવતી મન સાથે ઘોડા ઘડતી પોતાના મહેલમાં આમ તેમ ફર્યાં કરે છે. ફરતાં ફરતાં ગોખની બારીએ ઉભી નીચે જોયુ તો એક વૃદ્ધ પહેરે ગીરને પોતાના મહેલની આસ પાસ ચોકી કરતા જોયો. પેહેરે ગીર પણ સુમતિને જોઇ. તેથી એકદમ સાવચેતીમાં આવી બોલ્યો કે કર્યું બે! બાઇ સાહેબ! મધ્ય નીશાકે વખત આપ બારીમે ખડે હો! ક્યા! ફરમાસ હે! સો બોલદો! આવાં વૃદ્ધ સિપાઇના નમતા ભરેલાં વચનો સાંભળી શાંત પણે ધીરજ રાખી બોલી કે મેં જે હુકમ તુમકું ફરમાઉગી વો તુમ કરેગા કે નહીં!

પેહેરેગીર—કયું નહી કરેગા! હમતો આપ કે ગુલામ હે અબી ફરમાઓ તો અભી કરદેવે! ઉસમે કયા હે! માટે બાઇ સાહેબ કયા ફરમાસ હે?

સુમતી—આ સાંભળી પોતાના પતિ ઉપર કાગળ લખી તેને બારીએથી ફેંકયો. તે સાથે પોતાનો નવસરો હીરા માણેકથી

જડેવો બાર ફેંકી કહ્યું કે એ બીબી!, યે કાગજ ગુણસાગર શેઠકું આપી આવો. ને યે બાર તુમકું મેં ઇનામ મેં દેતી હું! મીયાભાઇ તો બાર જોઇ અજાયબની ગયા.

આહાહા! પૈસો શું નથી કરી શકતો. ખરે! જર ચાયસો કર એ વાક્ય ખરેખરૂં છે.

મીયાભાઇ ખડખખડ હસતાં હસતા બોલ્યા કે ખમા! ખમા! આપના દાસપેં બહોત અચ્છી નીધા કીની. એમ બોલી ઉમંગમાંને ઉમગમાં કાગળ લઇ તેના પતિને આપી આવ્યો.

હવે કાગળ લઇ ગુણસાગર શેઠ વાંચે છે તો તેમા લખેલું છે કે! પ્રાણપ્રિય, શિરછત્ર, માથાના મુગટ, મારા વ્હાલા પ્રાણનાથની સેવામા વિનતિ સાથ લખવાનું કે હું આપથી જુદી પડી ત્યારથી કેદ તરીકે જમરાજ તુલ્ય કામસેન રાજપુત્રના હાથ નીચે ફસાઇ જ વાથી. આપના વિગોગરૂપી દુખે કરી બહુજ દુખ પામું છું. છતાં મારો સ્ત્રી ધર્મ હજી સુધી ચુકી નથી. માટે હે પ્રાણેશ! આપના ચરણ કમળની દાસીને તે દુ:ખમાંથી મુકત કરવા આપણા ઘર આગળથી તે મારા મહેલના સાતમાં માળ સુધી કોઇ ન જાણે તેમ તરતમા સુરંગ ખોદાવી આપવા કૃપા કરશો. જેથી હું જમરાજરૂપી રાજપુત્રને સદુપદેશરૂપી શીક્ષાના ચાબખાવડે તેની કુમતીને કાપી મારા માથે આવેલ કલંક દુર કરી આપની સેવા બજાવવા હાજર થાઉં એજ

લી૦ ચરણકમળની દાસી સુમતિના

સાષ્ટાંગ દંડવત પ્રણામ કબુલ કરશોજી.

પત્ર વાંચતાંજ ગુણસાગર શેઠ તો ઘણાજ હર્ષમાં આવ્યા. ને તેજ વખતે પોતાના ગુમાસ્તાને જાગૃત કરી સુરંગ ખોદનાર કારીગરને બોલાવી કહ્યું કે। કોઇ ન જાણે તેમ રાત્રીના સમયમાં જેમ બને તેમ તાકીદથી આપણા ઘર આગળથી રાજપુત્ર કામસેનના એક ડાં; ડીયાં મહેલના સાતમા માળ સુધી સુરંગ ખોદવાની છે માટે તરત ખોદી તૈયાર કરાવો.

કારીગરે આ સાંભળી તરતજ દરરોજ રાત્રિના ભાગમાં સુરંગ ખોદવાનું કામ શરૂ કર્યું. ને એક માસની અંદર તૈયાર કરી એકડં-ડીયા મહેલના સાતમે માળે બારણું મુકી શેઠને કહ્યું કે સુરંગ તૈયાર થઇ ગઇ. શેઠે આ વાત સાંભળી ખરચના પૈસા તેના કહેવા પમાણે મુકવી ઉપરાંત ઇનામ આપી રાજી કરી વિદાય કર્યો.

હવે સુરંગવાટે થઇ સુમતિ પોતાના ઘર આગળ આવી પોતાના પતિના વિયોગરૂપી દુ:ખથી મુક્ત થઇ ઘણાં હર્ષનાં આવેશમાં આવી બેઠી નમસ્કાર કરી કહેવા લાગી કે, હે પ્રીયપતિ હું જોગણનો વેશ લઇ અનાચારપણે પોતાની દુષ્ટ બુદ્ધિના પ્રભાવથી રાજ્યનીતિનું ઉલ્લંઘન કરી પ્રજાને પાલન કરવાનું જે મુખ્ય કૃતવ્ય તે ભુલી જઇ સ્વચ્છંદ પણે અનંગ રંગમાં ફસાઇ પડી જગતમાં નિંદનીક થવાના અઘટીત પગલાં ભરવા તૈયાર થયેલ રાજપુત્રને સદ્બોધરૂપી બાણના પ્રહારે કરી તેનાં દુરગુણોનો નાશ કરી આ ભવમાને પરભવમાં સુખી થાય તેમ કરૂં તોજ મારૂં નામ સુમતિ. એમ કહી જોગણનો વેશ લઇ દિવસની દરરોજ ગામમાં ફરવા લાગી. ને ઠેકાણે ઠેકાણે સ્ત્રી પુરૂષે શિયળવ્રત પાળવાનો અતિ અમુલ્ય ઉપદેશ આપવો શરૂ કર્યો.

## લાવણી.

શુદ્ધ પતિવૃતા હોય નારી તે, નિજ નાથને ઇશ્વ ગણે;
પરમ મંદિરમાં પગ નહી મુકે, મલીનપણાને સદ્ય હણે. શુ. ૧
જશ મળવાને ખેટા દંભો, સંપતિનો નહિ નાશ કરે;
પ્રીત કરે નહીં પરનર સાથે, મુખ જુએ નહીં તે નજરે. શુ. ૨
શુદ્ધ નીતિના ગ્રંથ વાચીને, ઉત્તમ કાર્યો આદરશે;
પ્રેમ સહિત તે પુણ્ય ઇચ્છીને, સત્ય ધર્મમા કુશળ થશે. શુ. ૩
મુખથી મીઠા વચન વદીને, પતિનુ મન રંજન કરશે;
ભૂમંડળમા તે શોભાશે, સતી નારીમા તે ઠરશે. શુ. ૪

## શારદુલવિક્રિડી છંદ.

પાળે શીળ સદાય જે સુખ મઇ, સ્નેહે કરી સર્વથા;
બોલે બોલ મધુર જે પતિપ્રતી, તેમા નહી અન્યાયથા,
સ્વામીથી પળ એક જે ગુણવતી, કદી પણ જુદી ના થશે;
તે રામાપદ શ્રેષ્ટ જે સતીપણુ, સંસાર માહી પામશે.

આવો તેનો સંસારમા તેમજ પરભવમા સુખ આપનાર ને દુર બોધનો નાશ કરનાર અમુલ્ય સુબોધક ઉપદેશ સાભળી ઘણા સ્ત્રી પુરૂષો તેના રાગી થઇ ભક્તીવંત થયા, જેથી જોગણુની આખા શહેરમા પ્રખ્યાતી થઇ તે પ્રસરાતા પ્રસરતા મહારાજા ધર્મસેનના જાણવામા આવી. તેથી મહારાજાએ તે જોગણુને પોતાની રાજ્યકચેરીમાં તેડાવી, તથા તે જોગણુને ભાવતુ હતુ ને વૈદે બતાવ્યુ તેમજ બમાસું ખાતાં સાકરનો ગાગડો મુખમાં આવ્યો. તે વાક્ય અનુસારે બણુાજ ઉમંગ સાથે ઉલટભેર રાજ્યકચેરીમા ની.સદેહપણે આવી.

એટલે રાજા પ્રમુખ સર્વે સભાજનોએ તેને નમસ્કાર કર્યો ને રાજાએ પોતાનું અરધુ આસન જોગણીને બેસવા આપી કહ્યુ કે હે મહાન સતી! આપના જ્ઞાનબળે અમૃતમય મધુર વચનોએ કરી સદ્બોધરૂપી ઉપદેશ આપી અમારા ઉપર ઉપકાર કરશો

જોગણી—હે રાજેંદ્ર! આજ કાલમાં નીતીવાન નરવર તદન નીંદનીક કર્મ કરવા તત્પર થઇ આ સંસારમાં પોતાની શી શી ફરજો બજાવવાની છે તે ભુલી જઈ પોતાની જુવાનીની મગરૂરીમાં બહેકી જઇ વ્યભીચારના અનાચારમા ગુ થાઇ પોતે ડુબે છે ને બીજાને પણ ડુબાવે છે તેથી આ સંસારમા નીંદાને પાત્ર થઇ ઇશ્વરના ગુન્હેગાર બનેછે.

પરસ્ત્રીમાં લુબ્ધ થનાર નરવર નરક નીગોદમા છેદન ભેદનાદિ અસહ્ય દુ:ખના ભોક્તા બને છે. જુઓ-રાક્ષસેંદ્ર રાવણ મહાન બ-લીષ્ટ કે જેની રાજ્યઋદ્ધિમા બેતાલીશલાખ હય ગજ હતા, જેની સેવામાં નીરંતર સોળહજાર ભુપતિઓ હાજર રહી હુકમ ઉઠાવતા. વળી જેને બત્રીશહજાર સ્ત્રીઓ હતી છતા કામાંધ બની સતી સીતાનું હરણ કર્યું તેજ કારણથી એવા મહંત બળવાન. ત્રણે જગતમાં કં-ટકેશ્વર કહેવાનો, એવો બળીયો પણ પરસ્ત્રી હરણ કરવાથી મરણ પામી નરકનો ભોક્તા થયો, વળી બાણુલાખ માળવાનો સ્વામી મું-જરાજ મૃણાલવતી દાસીમા લુબ્ધ થવાથી ઘેર ઘેર ભીક્ષા માગતો બની અંતે શુળીએ ચડયો. કીચક દ્રૌપદી ઉપર મોહીત થવાથી ભી મસેને તેને દેવાલયના સ્થભ નીચે ચાંપી બુરે હવાલે મરણની દશાએ પહોચાડયો. કાળીસુરીની બેન સરસ્વતી સાધવીનું ગર્ધભીલ્લ રાજા હરણ કરી ગયો હતો, તેથી કાળીસુરીએ તેનું મસ્તક ધડથા જુદું કરી પોતાની બેનને પાછી વાળી હતી. હે નૃપતિ! વ્યભીચારી પુરૂષ

મસીબત કુતરા માફક ઠેકાણે ઠેકાણે ભટક, ભટક થાય છે તેનું કાંઇ પારણું થતું નથી. તેમજ તેનો કોઇ વીશ્વાસ કરતું નથી તેથી અથડાતો કુટાતો ભટક્યા કરે છે અંતે ઘોર નરક ગતીના દુઃખનો ભોગવનારો થાય છે.

વ્યભીચારીનાં તપ, જપ, ધ્યાનાદીક બધાં ફોકટ જાયછે. જે પુરૂષ પરસ્ત્રીથી દુર રહેનારો હોય છે તેજ પુરૂષ આ દુનીયામાં નરસીહ કહેવાય છે.

જે પુરૂષ પરરમણીના પર સ્નેહ કરવા તૈયાર થાય છે તેની ચક્ષરેખા ભુંસાઇ જાય છે ને પોતાના સ્વચ્છ આતમાને જાણતાં છતાં ધુડથી મલીન કરે છે ને ડગલે ડગલે નીચું જોવાનું વેરી લે છે.

ઇંદ્રવિજય છંદ

નારીકી પ્યાસ કરે નર મુરખ, પુગે ન આશ નીરાશ થવાનો;
દીર્ઘ નીશ્વાસ મુકે મુખથી, સુખથી ન સુવે કહયું સત્ય માનો.
આંખે દીસે અગ્ની સળગે, વળગે નહિ ધર્મમા જીવ પોતાનો,
એહ સારૂ અટવાઇ મરે પણ, પાવૈયાને ચડે નહિ પાનો ૧
કામની કુતરી બેઉ બરાબર, રીઝે તો ચાટે ને ખીજે તો કાટે,
ભામની બેખડ તુલ્ય બની, જશ કીર્તિ સુખ સંપત્તિને કાટે;
કામિની સાપીણી પાપીણી તાપીણી, પોષકને પણ નાખે ઉચાટે,
સમર્થ છે ખોડીદાસ કહે નર, એહની આગળ કોઇ ન ખાટે. ૨
ક્ષીણુ રૂસે ક્ષીણુમાંહી તુસે, વળી ક્ષણુ હસે ક્ષણુમાંહી રડે છે,
ક્ષણુ કરે દીનતા વનીતા વળી, ક્ષણુમા સીંહણુ સાથ લડે છે;
ક્ષણુમાં દાસી થઇ ચરણે નમે, ક્ષણુમાં ફાંસી નાખી દડે છે,
નારી ચરીત્રનો પાર નથી, ખોડીદાસ કહે મુંઢ પાસ પડે છે.

વ્યભીચાર કરવાથી આ ભવમાં તેમજ પરભવમાં મહાન સંકટને પાત્ર થવું પડે છે. વળી સ્ત્રી કોઇની નથી, તેમજ સ્ત્રીચરીત્રનો પાર કોઇ પામ્યો નથી.

જુઓ-સુરીકાંન્તાએ પતીને ઝેર દઇ મારી નાખ્યો. ચુલણીએ રત્નરૂપી પુત્ર બ્રહ્મદત્તને મારી નાખવા લાખનાં ઘર બનાવી તેમાં પુત્રને પુરી સ્વહસ્તે આગ લગાડી. જીતશત્રુરાજાએ પોતાની રાણીને ભુજાનું લોહી પાયું તેમજ છાતીનું માંસ ખવરાવ્યું, છતાં પણ તેણીએ તેને દરીઆમાં ફેંકી દીધો હતો. હે નરેંદ્ર! સ્ત્રી કઠોરમનની ને કનીષ્ટ છે; કોડ પ્રકાર કરીએ તોપણ તે આપણી થતીજ નથી. તો પછી દુરગતીમાં લઇ જનારી સ્ત્રી તેના ઉપર સ્નેહ કરવો તે શું કામનો! ખર કંઇજ નહીં. માટે વ્યભીચારથી દુર રહી શીયળવ્રત પાળી સંસારના સુખો ભોગવી પરભવમા પણ સુખના ભોક્તા બનો.

શીયળના પ્રભાવથી સીંહ, હાથી, શત્રુ, જળ, અગ્ની, રોગ, ચોર, રાજ્યભય. એ સર્વેનો નાશ થઇ મનોવાછીત ફળની પ્રાપ્તિ થાય છે.

શીયળના પ્રભાવથી કેવળ કમળાને વરી મોક્ષનાં શાશ્વતાં સુખોની પકતી પમાય છે.

## દોહરા.

શીળ સુગંધે શોભવો, સોના સમ નિજ કાય;
શીવવર સુખ વરવા તણો, ઉત્તમ એહ ઉપાય. ૧
જગમાં જય વાધે ઘણો, પામે જનમાં માન;
રૂપ સુસંપત્તિ સાંપડે, શીળ ધરજો ગુણવાન. ૨
શોભા સમ ભરનાર છે, કષ્ટ તણી હતાર;

કપટ કરી જીવને છલે, ચેતી તેજ તજ પાર. ૩
પ્રેવચના કાટા સમો, જારી કષ્ટ કરનાર;
દુઃખ પામી સંસારમાં, જાશે નરક મોઝાર. ૪
હેમ હીરા માણુક જડયા, વસ્ત્રાભુષણુ સાર;
શીળ આભુષણુ વીનાં, વ્યર્થ ગણો નરનાર. ૫
શીલ ગુલાબ કંઠે ધરી, સુગંધ લ્યો શતવાર;
કુષ્ટ જારીને જાણુજો, નરક તણી દાતાર. ૬
શીળ વીનાના માનવી, વળી નાસ્તિક મતિવાન;
મુખાથાક્ષી પુરનાર ત્રણુ, પામે નરકે માન ૭

વળી-શીળ કુળના આભરણુ સમાન છે, શીળ તેજ ઉત્તમ રૂપ છે, શીળ તેજ પાંડિત્ય છે, અને શીળ તેજ નીરૂપમ ધર્મ છે; પ્રાણીઓને શીળ કુળનો ઉદય કરનારૂં, શરીરને ભુષણુરૂપ વિપત્તિ ને ભયનો હરનારૂં, દુર્ગતી ને દુઃખોનો નાશ કરી સ્વર્ગનું સુખ આપનાર છે.

નીર્મળ શીળ કુળની મલીનતાનો નાશ કરે છે, મહા પાપરૂપ કાદવનો લોપ કરી પુણ્યની વૃદ્ધિ કરનાર છે. દેવ સમૂહને શીળ નમાવે છે તેમજ ભયંકર ઉપદ્રવનો મુળમાંથી નાશ કરે છે.

## દોહરો.

શીળ દેવ સાન્નિધ્યકર, શીળ દુખ હરનાર;
શીળ મોક્ષના માર્ગનાં, દ્વાર ખુલ્લાં કરનાર.

શીળના આરાધક અનેક જીવો સંસારબંધનથી છુટ્યા છે. છુટે છે, તેમજ ભવીષ્યકાળમાં છુટશે. જુઓ-શ્રીપાળનરેંદ્ર કોઢ રહિત થઈ અપાર સમૃદ્ધિના ભોક્તા થયા, સુદર્શનશેઠને શુળીને ઠેકાણે સીંહાસન

થયુ, જંબુકુમાર બાલ્યાવસ્થામાંજ મોક્ષપદ પામ્યા; મેઘકુમાર, સ્થુલી ભદ્ર, મલીનાથજી, અક્ષયસુખને પ્રાપ્ત થયા. નારદમુનિ શીયળના પ્રભાવથીજ તર્યા તેમજ વજ્રસ્વામી, સુકોશલઋષી વગેરે અનેક પુરૂષો શીળના પ્રભાવથીજ તર્યા.

સીતાજીનું કલંક પણ શીયળના પ્રભાવથીજ ઉતર્યું ને અગ્ની કુંડમાં જળ પ્રવાહ થયા, સુભદ્રાએ ચંપાના દ્વાર ઉઘાડયા, શીળવતીને મારવા ઘડામાં પન્નગ રાખ્યો, છતાં પન્નગ ફીટી પુષ્પની માળા થઇ, તે પણ શીયળનોજ પ્રભાવ. શંખરાજાએ કલાવતી રાણીનાં કંકણ ઉપરથી શંકા લાવી તેના હાથ કપાવી, કુશીલણીનું કલંક આપી વનમાં મોકલી આપી છતાં તેના કર નવપલ્લવ કમળ સમાન થયા. અને જડમુળથી કલંક રહીત થઇ. તે પણ શીયળનો મહાત્મય. વગેરે શાસ્ત્રોક્ત અનેક દ્રષ્ટાંતો છે માટેજ સ્ત્રી પુરૂષનું ખરૂં ભુષણ શીયળ (બ્રહ્મચર્ય) જ છે. ભવોદધિ પાર ઉતરવા શીયળ પ્રહવણ સમાન છે.

ધર્મસેન—હે મહંત! જ્ઞાનવંત યોગીણી આપનો આ અમોઘ સુબોધ સાર્વજનીક રીતે આ સંસારમા પણ સુખદાઇ થઇ પરભવમાં અગાધ સુખોની પ્રાપ્તીને કરાવનારો જાણી મારા અંતઃકરણમાં મારી રાજ્યરાણીઓ તેમજ સકળ પ્રજાની સ્ત્રીઓને આપના સદોપદેશરૂપી અમૃતનું પાન કરાવવાની ઉત્કંઠા થએલી છે તો મારી ઉમેદ પાર પાડશો.

જોગણી—હે રાજેંદ્ર! સદ્‌ગુણી જોગણીઓનું ભવ્ય આત્મા જીવોને કુકૃત્ય કરતા અટકાવવાને ખાતર ને સતકર્મ કરવા ઉત્સુક કરવા નીમીતે સાર્વજનીક ધર્મોપદેશ આપવાએજ તેનું મુખ્ય કૃત્ય છે.

ધર્મસેનરાજાએ આવાં ઉત્તમ પ્રકારના જોગીણીના વચનો સાંભળતાંજ તુરત પોતાના શહેરમાં પડહ વજડાવ્યો કે સર્વ પ્રજાએ

પોતાના સહકુટુંબ સહીત રાજ્યકચેરીમાં મહંત જોગીણીના સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત કરી અત્યંત સુખ આપનારાં વચનોનું પાન કરવા સારૂ સર્વે કામ પડતાં મુકી આવવું, જે કોઇ આવા અમુલ્ય વખતમાં હુકમનું અપમાન કરી નહી આવે તે રાજાનો ગુન્હેગાર ગણાશે.

આવી રીતનો આગ્રહવાળો પડહ સાંભળતાંજ સકળ પ્રજા રાજકચેરીએ પોતાના સહકુટુંબ સહીત રાજકચેરીમાં આવી ગોઠવેલ બેઠક પ્રમાણે સ્ત્રીઓ સ્ત્રીવર્ગમાં ને પુરૂષો પુરૂષવર્ગમાં બેસી જોગીણીના વચનો શ્રવણ કરવા તત્પર થઇ રહ્યાં રાજ્ય રાણીઓ પણ પોતપોતાની દાસીઓના પરીવાર સહીત આવી ગોઠવેલ બેઠકમાં બીરાજમાન થયાં.

આ પ્રમાણે અગણીત સ્ત્રી પુરૂષોથી ભરપુર સભા નીરખી જોગીણી તો ઘણીજ આનંદ પામી પોતાના મન સાથે ચીંતવવા લાગી કે હવે ધારેલી ધારણા પાર પડશે. એ નિઃસંદેહ છે એમ વિચારી ચાર્યતા ધારણ કરી સભા સમક્ષ ઉભી થઇ.

## જોગણીનો સદ્‌બોધ.

હે સભાજન સ્ત્રી પુરૂષો! હું સ્ત્રીઓએ આ સંસારમાં રહી શા પ્રમાણે વર્તવુ જોઇએ તે કહુછું;-દરેક સ્ત્રીએ નીર્મળપણે પતિવ્રતા ધર્મ પાળવો એજ તેનું મુખ્ય કર્તવ્ય છે ને તેથીજ આ સંસારમાં સુખ પામી પરભવમા અત્યંત સુખની ભોક્તા થશે. જુઓ, પુરાણમાં કહ્યું છે કે;—

स्त्रीभिर्भर्तृवचः कार्यमेषधर्मः परः स्त्रियः
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातक दूषितः ॥ १ ॥

અર્થ—સ્ત્રીએ પોતપોતાના સ્વામીનું વચન માનવું એજ તેઓનો મોટો ધર્મ છે કારણ એ ધર્મ પાળવાથી સ્વર્ગ નિવાસ ફળની પ્રાપ્તિ થાય છે. કદાપી સ્વામીને મહા પાતક લાગ્યું હોય તો જ્યાં સુધી તે સ્વામી શુદ્ધ થાય ત્યાં સુધી તે પ્રતીક્ષા કરવી એટલે તે શુદ્ધ ક્યારે થાય કે હું તેની સેવા કરૂં એવી સ્ત્રીએ ઇચ્છા રાખવી.

વળી બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણ જન્મખંડમાં પણ કહ્યુ છે કે-હે નંદજી તમે પતિવ્રતા સ્ત્રીના ધર્મ સાંભળો. નીત્ય ઉત્સાહથી પતિનું ચરણામૃત લેવું, ભક્તિભાવે કરી સ્વામીએ ભોજન કર્યા પછી તેની આજ્ઞાએ સ્ત્રીએ જમવું; વ્રત, તપ, દેવપુજા, એ કરતાં જો સ્વામીની સેવામા અંતરાય પડે તો વ્રતાદિક ન કરવા ને સ્વામીની આજ્ઞાને અનુસરી વરતવું; જેણે કરીને સ્વામી પ્રસન્ન થાય તે કરવું, નારાયણના ધ્યાન સરખુ પોતાના સ્વામીનુ ધ્યાન કરવું માટે હે બ્હેનો! અન્ય પુરૂષની સાથે સ્નેહ જોડી તમારી અમુલ્ય આબરૂ એક કોડીની કીંમતની કરી જગતમાં નીંદાને પાત્ર થશો નહીં.

પરપુરૂષો પ્રથમ અગાધ પ્રેમ બતાવી પાર વગરના પૈસા ખરચી આપણને ફંદમા ફસાવવા તત્પર થઇ બહુ ઉપાયો આદરે છે. જો કે આપણે ગાળો દઇએ, ટુંકારા કરીએ, લાતો મારીએ, ન કરવાનાં કામો કરવાનું કહીએ તોપણ તેઓ પોતાનો બુરો હેતુ પાર પાડવા સઘળું સહન કરી લે છે, એટલુંજ નહિ પણ રોસ ન ચડાવતા ઉલટા હસી વધારે પ્રેમ બતાવે છે તેથી આપણે તેનો સાચો પ્રેમ જાણી તેની પ્રપંચજાળમાં વધારે ફસાઇ ફોસલાઇ જઇએ છીએ. માટે મારી વ્હાલી બેનો! એવા પરપુરૂષના બનાવટી પ્રેમમાં લોભ ન પામતાં પોતાની કુળમર્યાદાને સાચવી જિંદગી પર્યંત પતિવ્રત ધર્મથી વરતી ઉભયકુળને અજવાળવા વિધમાન થવું એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

પરનરની પ્રીતીનો રંગ ચિત્તને ચેટક કરનાર પણ પતંગીયા રંગ સમાન છે અને પોતાના પતિના પ્રેમનો રંગ ચોળ મજીઠના જેવો છે, પરનરની આશાજાળ ઝાંઝવાના નીર જેવી છે અને વરેલા વરની આશા મીઠા જળથી ભરેલા સુંદર સરોવર જેવી છે. પરપુરૂષનો પ્યાર ચોથના ચંદ્રમાની માફક ચારઘડીની ચાંદની સમાન છે ને પતિનો પ્યાર પૂર્ણિમાના ચંદ્ર જેવો ચાર પહોરની પુર્ણ રાત્રીનીચાંદની સમાન જીંદગી પર્યંત કાયમ રહેનારો છે. માટે વ્હાલી વિવેકી બ્હેનો અને નારીઓ પરનરરૂપ ઝેરને ન વ્હોરી લેતા પોતાનો પતિવ્રત ધર્મ દૃઢતાથી પાળી સંસારના સુખો ભોગવી પરભવમા પણ અગાધ સુખના ભોગવનારા થાઓ.

હવે હે મહેંદ્ર! સાભળો-સાહસ કામ કરવાથી દરેક સ્ત્રી પુરૂષ ના હર્ષનો નાશ થાય છે માટે કાર્યાકાર્યનો સંપૂર્ણ વિચાર કર્યા શીવાય કાંઇ પણ કાર્ય કરવા એકદમ ઉતાવળા થઇ જવું નહિ; આપ જેવા પ્રજાપાળ પરોપકારી પરદુખભંજન, રાજ્યનીતીમાં નીપુણ રાજાના હુકમમાં રહી વરતનારાં સ્ત્રી પુરૂષો દુષ્ટ ને દુર્ગતીમાં લઇ જનારા આચરણો કરવામાં પ્રવર્તે એ કેવું અયોગ્ય તેમજ આપની રાજ્યનીતિને [illegible]નારૂં ગણાય. વળી રાજાઓ તો પરનારી સહોદરપણાના બીરૂદક [illegible] છે છતાં આપ જેવા શ્રેષ્ટ પુરૂષાર્થ પ્રકાશીત રાજનના કુળવાન [illegible] રાજ ઉનમાદથી સ્વછંદપણે પ્રજા પ્રત્યે દુષ્ટ કર્મ કરવા તત્પર [illegible]ો પછી પ્રજાવર્ગના સ્ત્રી પુરૂષો કુકૃત્ય કરે તેમાં નવાઈ શું! [illegible] છે "યથા રાજા તથા પ્રજા" માટે તમારૂં ક્ષત્રીપણાનું મુખ્ય [illegible] સદાચારમાં રહી પોતાના સુકૃત્યરૂપી છત્રની છાયા નીચે [illegible] પણ સદાચરણમાં પ્રવર્તાવી તેનું સરક્ષણ કરવુ, એ રાજ્ય

નીતિનો પ્રથમ પાયો છે છતાં આપ જેવા પ્રતાપી રાજાના રાજપુત્રો એવા અનાચારનું સેવન કરે. ને આપ તેને તેવા દુરાચારી કૃત્યો કરતા જો ન અટકાવો તો તે પાપના ભોક્તા આપજ ઠરો એમાં કાંઇ નવાઇ જેવું નથી.

ધર્મસેન—અરે! શું રાજપુત્ર! એવાં અકૃત્યોમાં પ્રવર્તે છે? ના ના, તેમ હોયજ નહિ. આપ સત્યવંત થઇ આવું અયુક્ત કેમ બોલોછો? રાજપુત્ર તો શું પણ મારા પ્રજાવર્ગમા કોઇ અનીતીનું પગલું ભરે તો હું તેને પુરણ શીક્ષાએ પહોચાડું.

જોગણી—હે મહિપતિ! મારા વચનો ખોટાં હોયજ નહી તે હકીકત આપના જાણુવામા ન આવી હોય ને હવે જો તે જાણવાની ઇચ્છા થઇ હોય તો આજ સુધી તેનાં કરેલાં કૃત્યોના ગુન્હાની તેને બક્ષીસ આપો તો મારા જાણુવામા આવેલી બીનાથી આપને માહીતગાર કરૂ.

ધર્મસેન-આપના માન્ય ખાતર હું તેવા કુકૃત્યોના કરનારને એક વાર માફી આપીશ માટે મને આપના જાણુવામા આવેલ વાતથી વાકેફગાર કરશો.

જોગણી—હે પ્રજાનું પાલણ કરનાર ધર્મસેન નૃપતિ! વધારે શું કહું. આપનોજ સ્વપુત્ર કામસેન કનીષ્ટ વ્યભીચાર રૂપી કૃત્ય કરવા પ્રજાની બહુ દીકરીઓ પ્રત્યે આજ ઘણો વખત થયાં ઉન્માદપણે વર્તે છે તો પછી બીજા વરતે તેમાં શું નવાઇ! પ્રજાવર્ગ આપના ભયથી આપ હજુર કહી શકતી નથી. પણ મારે તો આપને નિશ્ચંતપણે નિવેદન કર્યા શીવાય આપના રાજપુત્રના દુષ્ટ પંજામાંથી મુક્ત થવાનો બીજો એકે રસ્તો નહોતો. તેથી તેમજ મહોમ્મદરૂપી વચનોના પ્રકારે

કરી આપનો રાજપુત્રને ભવોભવના દુઃખમાંથી મુક્ત કરવા માટે મારે જોગણનો વેશ લેવો પડેલો છે.

હે રાજન્! હું જોગણ નથી, પણ આ શહેરના ગુણસાગરશેઠની સુમતિ નામની પતિવ્રતા ધર્મને ધારણ કરનારી સતી સ્ત્રી છુ હુ એક દિવસ મારી સાહેલીઓ સાથે દેવમંદીરે દર્શન કરવા ગઇ હતી, ત્યા રસ્તામાં આપનો દુષ્ટમતિનો પુત્ર નીકળ્યો ને મારા રૂપ ગુણમાં કામાંધ બની મને એકદમ ઓચીતી પોતાની ગાડીમાં ઉપાડી લઇ પોતાના એકલાડીયા મહેલમા લઇ ગયો ને ત્યા મને અનેક તરેહના કષ્ટો આપવા લાગ્યો તે બધાં મે ધૈર્યતા પકડી સહન કર્યાં ને મેં ધાર્મીક રીતે તેને સમજાવ્યો પણ તે લંપટ કોઈ પણ પ્રકારે સમજ્યો નહી તેથી મારે સ્ત્રી ચરીત્રની કળા કરી આ પ્રમાણે જોગણીનો વેશ ધારણ કરી સભા સમક્ષ આવી જાહેર કરવાનુ જરૂર પડયું છે તો હે મહારાજા! આપ તો માત પીતા તુલ્ય છો માટે આપ પ્રત્યે મારાથી કોઇ પણ જાતનો અવીનય થયો હોય તો ક્ષમા કરશો.

ધર્મસેન—અરે શુ! પુત્ર કપુત નીવડયો! મારા કલંક રહીત ઉજવળ કુળને મશીનો ચાડલો કરી કલકીત કરવા તૈયાર થયો. જા, જા લુચ્ચા! નિર્લજ! તુ મારા કામનોજ નથી. અરેરે, તેં મારી પંકાતી રાજ્યનીતી ઉપર આવાં દુષ્ટ આચરણોનાં પગલાં ભરી પાણી ફેરવી દીધું. જા અહીથી નીકળ, હવે ઝાઝીવાર તારૂં કાળું મોઢું મને બતાવ નહી ખરેખર તારો ઘાતજ કરવો જોઇએ છીએ કેમકે તે આવી મહાન શીલવત સ્ત્રી ઉપર દુષ્ટ પ્રયત્નોનો ઉપયોગ કરી દુખીત કરી. તોપણ હે કુમતિ! તેણે તો તારા પ્રત્યેના અવગુણોનું અનુકરણ મનની અંદર ન લાવતાં અવગુણને બદલે ગુણ, કરી ઉ-

પ્રહાર કર્યો. ધન્ય છે એ મહાસતીને કે તારા કરેલ ગુન્હાની શીક્ષા ન આપતાં માફી કરવાનુ મારા પાસેથી પહેલાંજ વચન લીધેલું છે" એટલે લાચાર થઇ તને હું એક વખતને માટે માફી આપી કોઇપણ પ્રકારની શિક્ષા આપતો નથી પણ હવે પછી આવો દુરાચાર કરતા મે સાંભળ્યું કે જોયુ તો તારો ઘાત કરવામા જરાએ વીલંબ નહી કરૂં માટે યાદ રાખજે. આજથી તારાં નઠારાં કૃત્યોને છોડી સદાચરણમા ચાલી તારી ચાલ સુધારીશ તોજ તને રાજ્યની ગાદીનો વારસ ઠરાવીશ.

કામસેન–હે સદ્‌ગુણી સ્ત્રી મેં આપના પ્રત્યે મારી કનીષ્ટ બુધ્ધી ના પ્રયત્નો કરી બહુ કષ્ટ આપી દુહવ્યા છતા પણ હું મુઢમતિ ઉપર કરૂણા કરી હિત વચનોના પ્રહારે કરી મારી કુમતિને કાપી સન્માર્ગ મા લાવી અઘોર નર્કનીગોદના અસહ્ય દુ:ખોમા પડતો બચાવ્યો ધન્ય આપની સદ્‌બુદ્ધિને ! આજથી તમો મારી ભગ્ની થયાં છો માટે હે બેન ! આપ પ્રત્યે કરેલા મારા સઘળા અપરાધોની મને ક્ષમા આપશો.

સુમતિએ આવી અદ્દભૂત સ્ત્રી ચરીત્રરૂપી ચાતુર્ય કળા કૌશલ્ય ની પ્રબળતાએ કરી પોતાનું શીયલવ્રત અખંડીતપણે અસહ્ય સંકટ સહન કરીને પણ ધર્યતા સાથે દ્રઢતા રાખી સાચવ્યું જાણી મહારાજા ધર્મસેન, તેમજ પ્રજાવર્ગનાં સ્ત્રી પુરૂષો એકી અવાજે સુમતિને ધન્ય વાદ આપી સુગધી પુષ્પોએ કરી વધાવી લીધાં એટલુંજ નહીં પણ તેના સદ્‌બોધ રૂપી શીક્ષાથી પ્રતીબોધ પામી સ્ત્રી પુરૂષોએ શીયળવ્રત ધારણ કરવાના નીયમ ગ્રહણ કર્યા.

ધર્મસેન રાજાએ આનંદથી સુમતિને ઘણાંજ વસ્ત્રાભુષણ તેમજ ધન દોલત આપી. પોતાની પુત્રી તુલ્ય સાસરવાસો કરી શોભે શણ-ગારથી શણગારી ગાજતે વાજતે ક્યારીએથી તેમને ઘેર મોકલાવી.

ગુણસાગર પણ સત્યવંત, સમતાવાન, ડાહ્યો, ને સદ્‌ગુણી હોવાથી ધર્મસેન મહેદ્રે પોતાના મુખ્ય મંત્રીશ્વરની પદવીએ સ્થાપ્યો.

મારી વ્હાલી બ્હેનો ને પ્રીય સહોદરો! જોયું! સુમતિએ પોતાના મહત સદ્‌ગુણોએ કરી કુમતિને કાપી રાજપુત્રને સદાચરણમાં પ્રવર્તાવી પોતાનું શીયલ અખંડપણે સાચવી અત્યંત પ્રખ્યાતી પામી સંસારના સુખવિલાસ ભોગવી પરભવમાં પણ સ્વર્ગના સુખની ભોક્તા બની તો હે! પ્રીય બ્હેનો ને સહોદરો આપ તેવા દુષ્ટને નીંદનીક અનાચારોથી દુર રહી સદાચરણમાં ચાલી સંસારમાં સુખ ભોગવી પરભવમાં પણ સુખના ભોક્તા થશો. ઇતિ.

## સમાપ્ત.

# સાર્વજનિક હિતેચ્છું કુંપની.

## જાહેર ખબર.

### કીસમત અજમાવી ખરીદો ને અમુલ્ય લાભ મેળવો.

#### નાનું મોટું ઇનામ તો મળશે.

અમારૂં અમુલ્ય રત્ન સંગ્રહનું પુસ્તક ખરીદનારને અમુલ્ય ઇનામનો લાભ મળશે પુસ્તકની કીમત આઠ આના રાખી છે.

૧ આઠ આના આપી પુસ્તક ખરીદનારને એક ટીકીટ મફત આપવામા આવશે

૨ દશ નકલ રાખનારને એક નકલ કમીશન બદલ ભેટ આપવામા આવે છે.

૩ એજંટો શાણા અને સદ્‌ગુણી ને ખંતીલાની જરૂર છે. કમીશન શેંકડે દશ ટકા આપવામાં આવશે. વધારે ખુલાસો પત્ર વ્યવહારથી કરવો.

૪ નીચેનાં ઇનામો તા. ૧-૯-૦૬ ના રોજ મળશે પણ જો અમારી એક લાખ બુકો નહી ખપી હોય તો બીજી મુદત નિમવામાં આવશે જેના ખબર મુંબઇ, કાઠીયાવાડ, ને ગુજરાતી સમાચારમા આવશે.

અપવાદ—તે મુદતની અંદર જો એક લાખ બુકો નહી ખપી હોય તોપણ અમારી કે બુકો ખપી જવાથી તે મુદતે અરધો અરધ વીભાગની કીમતે ઇનામોની વેંચણી કરી આપવામાં આવશે.

બાકી રહેલ અરધ વીભાગની કીંમતના ઇનામો અરધી રહેલ બુકો ખપી ગયેથી તે મુદતે વેંહેચણી કરી આપવામા આવશે.

## ઇનામો.

| | | |
|---|---|---|
| ૧ | જડાવ હીરા માણેકનો હેમનો હાર રૂપીઆ ૨૧૦૦ નો | ૧ |
| ૨ | કીનખાબની સાડી | ૨ |
| ૩ | મેથી ભાતની હેમની સાંકળી (દરેક ગ. ૧૦) | ૩ |
| ૪ | રેશમી પાઘડી | ૧૦ |
| ૫ | હેમની પોચી | ૩ |
| ૬ | મોહનમાળા હેમની (દરેક ગ. ૫) | ૫ |
| ૭ | કાંડે બાંધવાની ઘડીવાલ | ૫૦ |
| ૮ | રેશમી પીતામ્બર | ૧૦ |
| ૯ | પીતળની લોટી (શીરોહી) | ૧૦૦ |
| ૧૦ | હેમના કડાં હાથના | ૧૦ |
| ૧૧ | કેડના કંદોરા રૂપાના | ૬૦ |
| ૧૨ | જરમનના મોટા થાળ | ૩૦ |
| ૧૩ | ખીસ્સા ઘડીયાળ | ૧૦૦ |
| ૧૪ | રૂપાના ઘેવર | ૨૫ |
| ૧૫ | રૂપાના સાંઠા | ૩૦ |
| ૧૬ | હેમની માદેડી | ૧૦૦ |
| ૧૭ | હેમની વીંટી | ૫૦૦ |
| ૧૮ | રૂપાના અછોડા | ૧૦૦ |
| ૧૯ | ફેનસી છત્રીઓ | ૧૦૫ |
| ૨૦ | હેમના બટન | ૧૨૫ |
| ૨૧ | હેમના કરડા | ૧૨૧ |
| ૨૨ | રૂપાના છડા | ૧૦ |
| ૨૩ | રૂપાની માદેડી | ૧૦૦૦ |
| ૨૪ | કોપરગરાસનાચમચ (ફે) | ૨૦૦૦૦ |
| ૨૫ | રૂપાની વીંટી (નકસી) | ૧૫૦૦ |
| ૨૬ | કાચના ગ્લાસ (ફેન્સી) | ૧૦૦૦ |
| ૨૭ | ચીનાઈ ફેન્સી અડાળી | ૪૦૦૦૦ |
| ૨૮ | ફેન્સી રૂમાલ | ૨૫૦૦૦ |
| ૨૯ | દર્પણ ફેન્સી | ૧૦૦૦૦ |
| | | ૧૦૦૦૦ |
| | | ૦ |

ઉપરના ઇનામો ઉપર લખ્યા પ્રમાણે મુદતમાં નીષ્પક્ષપાતપણે, ન્યાયથી અને દીર્ઘદ્રષ્ટિથી શહેરના સારા નામાંકીત ગૃહસ્થો ને રાજ્યના અમલદારો સમક્ષ વહેંચવામાં આવશે.

# જાહેર ખબર.

---

નીચેના પુસ્તકો તૈયાર છે જોઇએતો મંગાવો જુજ ન બાકી રહેલી છે.

| પુસ્તકોનાં નામ | કીંમત. |
|---|---|
| રહેનેમી રાજુલનો સંવાદ | ૦—૨—૦ |
| જયચંદ્રજી સ્વામીનું સંક્ષીપ્ત જન્મ વૃતાંત | ૦—૩—૦ |
| અમુલ્ય રત્ન સંગ્રહ લેનારને ઈનામ મળશે | ૦—૮—૦ |
| સતીસુમતિ-કાપેકુમતિ | ૦—૨—૦ |
| મનહર સુંદરી | ૦—૨—૦ |

છપાય છે.

| | |
|---|---|
| કલાવંતી | ૦—૩—૦ |

જામનગર. મોદીના ડેલામાં. } માસ્તર ઉકચંદ જેડાભાઈ મહેતા.